# ચિત્ર-શિક્ષા

ી ચરોતર વિદ્યાર્થી-ચિત્રણા પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા પ્રસંગે

નડિયાદમાં તા. ૨૯-૧૨ ૩૪ના રોજ

ચરોતર ચિત્રશિક્ષક સંઘના પ્રમુખ

## શ્રી રવિશંકર મ. રાવળનું

પ્રાસ્તાવિક વિવેચન

ચરોતર ચિત્રશિક્ષક સંઘ તરફથી યોજાએલું આ વિદ્યાર્થી-ચિત્રણાનું પ્રદર્શન ખુલ્લું મુકાય તે પ્રસંગે, આ મંડળના પ્રમુખ તરીકે મારા વિચારો જાહેર કરવાનું મારૂં કર્તવ્ય છે તે અદા કરવાની આ તક લઉં છું.

આ મંડળ સાથેનો મારો પરિચય માત્ર આ વર્ષ પૂરતો જ છે, એટલે મારા વિચારો આ મંડળનાં મંતવ્યોને જરા પણ બાધક ન ગણાય એમ હું ઇચ્છું છું. હું તો કેવળ મારા અનુભવ અને નિરીક્ષણથી સાર્વત્રિક પ્રગતિ અને ઉત્કર્ષ માટે જે યોગ્ય લાગ્યું છે તે જ કહેવા માગું છું. પ્રથમથી જ મારે એક વાત સ્પષ્ટ કરવી જોઇએ કે વિચારો અને ક્રિયાઓના અન્વેષણની પાછળ મેં લેશ પણ વિરોધવૃત્તિ કે દંશની કલ્પના રહેવા દીધી નથી. આપણે સર્વ પોતપોતાનાં સ્થાનો અને સાધનની મર્યાદા પ્રમાણે આપણા દેશની સેવા કરવા સરખી જ આશા ધરાવતા હોઇશું, એટલે મારા વિચારોમાંથી જો કંઇ તથ્ય અને ઉપયોગી તત્ત્વ સાંપડે તો તેનો પોતાના પ્રદેશમાં આદર કરનારા શિક્ષકો અને અધિકારી-વર્ગનો હું ખરેખર ઉપકૃત બનીશ.

આ જમાનામાં ચિત્ર-શિક્ષા શાળાઓ દ્વારા લગભગ દેશવ્યાપી બની ગઇ છે અને સરકારી તેમજ દેશી રાજ્યોમાં તેના પ્રચાર અને પરીક્ષાઓના પ્રબંધો પણ ચાલુ છે; એમ છતાં એક વાત ઘણાના મનમાં આવી જ છે કે ચિત્ર-શિક્ષા આપણી કેળવણીનું જીવતું અંગ બની શકી નથી. વાચન, લેખન, ગણિત, ઇતિહાસ—ભૂગોળ, ઍલ્જિબ્રા અને છેવટ [illegible] વિજ્ઞાન પણ જે ધૂમધગશથી ચાલુ કેળવણીના પ્રકારોમાં સ્થાન [illegible]યાં છે એટલા ઉમળકા અને આદર ચિત્રશિક્ષણને મળ્યાં નથી. મારા આ કથનને ટેકો આપતી બીનાઓ પણ મારે કહેવી જોઇએ.

ચિત્ર-શિક્ષા કેળવણીમાં દાખલ કરનારનો મૂળ આશય એવો હી

કે તે

અને સામાજિક જીવનમાં તેમજ ઉદ્યોગમાં સંસ્કાર અને સુંદરતાનો જન્મ થાય. આ પરિણામ લાવવામાં જેટલે અંશે ચિત્ર-શિક્ષા નિષ્ફળ થઈ છે તેટલે અંશે દોષ તેની યોજના, આદર અને પ્રચારની પદ્ધતિનો જ ગણાય. કેળવણીના સમર્થ વિધાયકોએ અભ્યાસક્રમમાં ચિત્ર-શિક્ષાની આવશ્યકતાઓ સમજાવવામાં બાકી રાખી નથી, અને સિદ્ધાન્ત રૂપે સૌને એ માન્ય હશે એમ સમજી તે ઉપર ચર્ચા ન કરતાં હું એટલો જ પ્રશ્ન મૂકીશ કે શું આજની કેળવણીમાં સર્વ શિક્ષિત જનોએ ખરા દિલથી એ સિદ્ધાન્તનું પાલન કર્યું છે ખરૂં? યુનિવર્સિટીએ વિજ્ઞાન પર જેટલો ભાર મૂક્યો છે તેનો અલ્પાંશે પણ પક્ષ કલાના શિક્ષણ માટે બતાવ્યો છે? આપણા દેશમાં 'કેળવણી સંશોધન ખાતું' (**Education research bureau**) હોત તો એ વિષય પર જુદો જ પ્રકાશ નાખી શકત. મનુષ્યની કેળવણીને અને મનુષ્યના સમાજને અરસપરસ ખૂબ લાગે વળગે છે, છતાં સમાજના આદર્શો અને જરૂરિયાતો પ્રમાણે આપણી ચાલુ કેળવણીનું વિધાન થયું છે ખરૂં? સૌ પોતાના અંતરને પૂછશે તો આનો જવાબ મળશે કે અહીં બેઠેલા કોઈનો એ વિધાનમાં જરાપણ ભાગ કે જવાબદારી હતાં નહિ. જો એ સ્થિતિ હોત તો આપણી સૃષ્ટિમાં આજે જે વિકૃતિઓ અને અસંસ્કારિતા પેદા છે તેનાથી આપણે મુક્ત હોત. આપણે આપણા દેશનાં સૌન્દર્ય અને સંસ્કારથી વંચિત બન્યા છીએ. આપણા દેશનાં સ્થાપત્ય, શિલ્પકળા કે ઉત્તમ રચનાઓ સાચવી શક્યા નથી, બલ્કે થોડેઘણે અંશે તે તરફ કંઈક હલકી નજર રાખતા બન્યા છીએ. બચપણથી માંડી યુનિવર્સિટી સુધીની કેળવણીમાં ક્રમશઃ આપણી મૌલિક રુચિ અને સંસ્કારનું પોષણ થયું નથી, પણ તે પર આઘાતો જ થયા છે; અને પરિણામે એવી કેળવણીમાં ઝબોળાએલા પુરુષોએ ફરી તેનું યંત્ર હાથમાં લીધું ત્યારે પણ પૂર્વની ભૂલોનાં પ્રાયશ્ચિત્ત કરવા કે તે સામે વિરોધ દર્શાવવા આંગળી પણ ઊંચી કરી નથી. હું કેળવણીને

જુદાજુદા ખંડોમાં વહેંચી શકતો નથી. મારે મન કેળવણી જગતને આદર્શ સ્વરૂપે પહોંચાડનાર ભોમિયો છે. માતાના ખોળામાંથી માંડી યુનિવર્સિટી-શિક્ષણ કે પ્રૌઢ દશા સુધી તેનો સાથ અનિવાર્ય છે; તેના સતત સાહચર્ય વિના મનુષ્ય ધ્યેયપ્રાપ્તિ કરી શકતો નથી. કેળવણી મનુષ્યની દિવ્ય દૃષ્ટિ છે. તેનાથી તે જીવનમાં સૌન્દર્ય, સંસ્કાર અને ઉત્કર્ષ પ્રાપ્ત કરી શકે જ એ મારી દૃઢ માન્યતા છે. પણ તે ફલિત થતાં ન દેખાય ત્યારે એ કેળ-વણીને હું વેશધારી (**fraud**) જ માનું.

કેળવણીનું ધોરણ નક્કી કરવાને કેળવણીના સિદ્ધાન્તો જોવા કરતાં મનુષ્યની વ્યક્તિગત જરૂરિયાતો અને વિકાસમાર્ગ વિચારમાં લેવાં જોઈએ. મારી ફરિયાદ કેળવણીના વિષયો પરત્વે નથી, પણ જે રીતે વિદ્યાર્થીઓમાં તે ઠાંસવામાં આવે છે, જે રીતે તેની મૌલિકતા અને નીતિનો ધ્વંસ કરી માત્ર ગોખણવિદ્યા, સખ્તાઈ અને પરીક્ષાના ત્રાસ વડે તેમની પાસેથી કામ લેવામાં આવે છે તેની સામે છે. સ્વયંબુદ્ધિ અને સંસ્કારથી તેઓ વંચિત રહી જાય છે; નિરીક્ષણ અને ક્રિયાશક્તિમાં શૂન્ય બની જાય છે. આને પરિણામે તેઓ એવી માનસિક અવનતિના તળે પહોંચ્યા છે કે જેથી તેમને સારાં લુગડાં પહેરેલા ગુલામો માત્ર કહી શકાય.

આ દશા સુધારવા કેળવણીએ ભગીરથ ઇલાજો યોજવા પડશે. જે સુંદર સૃષ્ટિની તે અભિલાષા બતાવે છે તેની શરૂઆત બાળકથી કરવી પડશે. યુનિવર્સિટીનું જેટલું મહત્ત્વ છે તેટલું જ બાળસૃષ્ટિનું મહત્ત્વ પણ સ્વીકારવું પડશે, અને પ્રાઇમરી કે સેકન્ડરી એવા કૃત્રિમ સાંધા વચ્ચે કેળવણીના સંસ્કારનો તાર અખંડ સાંધી રાખવો પડશે. અક્ષરજ્ઞાનને જ હવે કોઈ કેળવણી નહિ કહે; અથવા તો આંકડા ગણવામાં જ માણસ-ના સંસ્કાર સમાઈ જતા નથી. માણસને અનેકવિધ પ્રવૃત્તિઓ પર નિર્વાહ કરવો પડે છે. તે સર્વમાં તેની હૈયાઉકલત, યોજનાબુદ્ધિ અને સં-સ્કારિતા પ્રકટે એવી કેળવણીની યોજના હોવી જોઈએ. શાળાની કેળવણી-માં એ જાતના શિક્ષણની ખામી ઘણાને દેખાઇ તેથી જ આજે કેળવણીમાં

સક્રિયતા અને સ્વાનુભવના પાઠો દાખલ કરવાની હિમાયત થાય છે, છતાં એ પ્રયોગોને કેળવણીની સંસ્થાઓ અપર માતાની નજરે જુએ છે તે શોચનીય છે.

આજનો માનવી હજારો વર્ષ પૂર્વેના વન્ય માનવનું એક વિકસિત સ્વરૂપ હોય તો તેની કેળવણીમાંથી માનવીનાં પ્રગતિકારક અસલ તત્ત્વો નાશ પામવાં ન જ જોઇએ. માનવીની અસલની જીવનપ્રવૃત્તિમાં કશો જ ફેર પડ્યો નથી. અસલ માનવી આશ્રમસ્થાન રચતો, ગુફાઓ શણગારતો, ખોરાક કેળવતો, અગ્નિની સહાયથી જોઇએ તે બનાવી લેતો, શિકાર અને સંરક્ષણની તાલીમમાં તૈયાર રહેતો. એ બધી પ્રવૃત્તિઓમાં કળા, સાહિત્ય અને રાજકારણનાં તત્ત્વો પડ્યાં જ હતાં. આજે વિશેષમાં અક્ષરજ્ઞાન એ બધાનું સામાન્ય વહન બન્યું છે, પણ તે એ પ્રવૃત્તિઓના વિકાસ અને સંસ્કરણનું સાધન ન બને તો તે અફળ ગયું ગણાય. કેળવણીના સ્વરૂપમાં વિચારદૃષ્ટિ અને વ્યવહારદૃષ્ટિ જોડાએલાં રહેવાં જોઈએ. એ જરૂરિયાતની તીવ્રતા અનુભવતા કેળવણીકારોએ તો સામાન્ય શિક્ષણમાં રૂપ, રંગ અને આકારોના અભ્યાસની આવશ્યકતા સ્વીકારી તેના નિર્વાહન તરીકે ચિત્રાલેખનને શાળામાં મુકાવ્યું જ છે. અને યુરોપ, અમેરિકા તથા જાપાન જેવા, કેળવણીને પ્રજાજીવનનું ઉત્તમાંગ લેખતા દેશોમાં આજે કોઈ ચિત્ર-શિક્ષાની બાબતમાં દલીલ કે અણગમો નહિ બતાવે. છતાં હિંદુસ્તાનમાં આપણને સારા ગણાતા અનેક જણ પણ એવા મળશે કે જેમને એ વિષય સાવ નિરુપયોગી અને ભારરૂપ લાગતો હોય. એમના હાથે જગતમાં વ્યવસ્થા, સુયોજના કે નવસર્જનની આશા શી રીતે રાખી શકાય?

ગુલાબનું ફૂલ થોડી વાર હાથમાં લઈ નિરખી જુઓ અને પછી તેને ચોળી, છૂંદી મુઠીમાં મસળી નાખી ઉઘાડશો તો ગુલાબ તો અદૃશ્ય થઇ ગયું હશે. 'ગુલાબ કોને કહેતા હતા. કયાં હતું. કેમ બન્યું હતું?' કવિમાનસવાળા કોઈ ખરેખરા ચિત્રકારને આ પ્રશ્ન પૂછશો તો તેનો ધ્વંસ

થયા પહેલાં તેણે એનું જે ખૂબ નિરીક્ષણ કર્યું હતું, તે પર પ્રેમ દર્શાવ્યો હતો,. તે કેવી રીતે વ્યક્ત કરશે? શબ્દોથી એ નહિ જ કહેવાય. તે પોતાની રંગપેટી લઇને થોડાએક રંગો યોગ્યરીતે મેળવીને કાગળ ઉપર એ જ ગુલાબ તમે ઓળખી કહાડો એવી રીતે રજુ કરી દેશે. એ કલાકારે જ ગુલાબની અસલ રૂપછાયા જોઈ–માણી હતી અને તેના સર્જનનો ઘાટ સમજી લીધો હતો. કોઈ ઝીણો ઈશ્વરી અંશ બની તેણે તેને ફરી સરજી દેખાડયું. તમે તો તમારી માનવી રીતે ગુલાબનો નાશ કર્યો, પણ કલાના અભ્યાસીએ તેના નક્કર દેહનું રૂપ પોતાના મનમાં રોપી દીધું હતું અને તેને ફરી સરજવાની શક્તિ મેળવી હતી. એણે ડાળી, પાંખડી, કેસર વગેરેનાં સ્થાનો અને સંબંધ સમજી લીધાં હતાં. ફૂલની ઈશ્વરી રચનાનો ખ્યાલ કરતાં તેણે પોતાની આધ્યાત્મિકતા સાધી હતી. કુદરત તરફની મનુષ્યની આ તીવ્રતાએ જ જગતનાં અમૂલાં સર્જનો તેની પાસે કરાવ્યાં છે. કેળવણી તેનો ઈન્કાર કરે તો માનવીની એક ઈશ્વરી બક્ષિશનો નાશ કરવાનું પાપ તે વહોરી લેશે.

મનુષ્યને મળેલી સર્જકતાના પ્રકારોની સાક્ષી જગતમાં આજ સુધી તેણે બનાવેલા પદાર્થો,ઘરો, સરંજામો. વસ્ત્રો, વાસણો વગેરેમાં મળી રહેશે; એટલું જ નહિ પણ એ સર્જકતામાં આધ્યાત્મિક કલ્પના પ્રકટતાં, દેવસૃષ્ટિનાં ચિત્રો, શિલ્પો અને મંદિરો રચીને તેણે માનવીના આત્માને સંસ્કૃતિ અને શિષ્ટતાના પાકો સાર્વભૌમ બાપામાં લખી આપ્યા છે. મનુષ્યની આ શક્તિનો વિકાસ કરવાની ફરજ ચૂકે તો કેળવણીને બીજું કામે શું રહ્યું? કુદરતની આરપાર વિલસી રહેલા ચૈતન્યને ઓળખવાને, સ્પર્શ કરવાને તેમજ તેની સાથે એકતા અનુભવી તેનો આનંદ પ્રકટ કરવાને મનુષ્યને જે ઉકલત અને બુદ્ધિ મળ્યાં છે તેની આજની કેળવણીમાં વિસ્મૃતિ કે ઉચ્છેદ થતો જોઈ ઘણાએએ સ્કાઉટિંગ દાખલ કર્યું અને કુદરતનો સંપર્ક વિદ્યાર્થીઓને આપી તેમને ભૂમિના બોમિયા બનાવવાનું ધ્યેય આગળ મૂકયું. પણ ખરી વાત તો એ છે કે પાષાણયુગ પછી વન-

જીવનથી વિખૂટો પડેલો માનવી કુદરતના દિવ્ય સંદેશ એકદમ પકડી શકતો નથી જ અને સ્કાઉટિંગની ખરી મઝાથી વંચિત રહે છે. એણે સરજનહારના વિવિધ પ્રકારો માટે જે જ્ઞાન પૂર્વકાળમાં ક્રિયાઓથી પ્રાપ્ત કર્યું હતું તે ગુમાવ્યું છે. પહેલાં તે મેળવી લેવું જોઇએ. એ જ્ઞાન એટલે સૃષ્ટિની રૂપરચના પાછળ છુપાએલાં બંધારણો, સંવેગો અને નિયમનો.

દરેક માણસ પ્રાથમિક દશામાં ગતિ યા વેગ માટે આકર્ષાય છે. આજનું બાળક પણ ઊડતું પંખી, દોડતું જનાવર કે વાહન, રેલવે ટ્રેન અથવા એરોપ્લેનને બહુ જ કુતૂહલથી નીરખે છે. પછી ધીરી ગતિએ ઉગતાં ફૂલો, વૃક્ષો કે કોઇપણ હીલચાલ તેને આકર્ષે છે. આથી જ ઘણાં બાળકોને તેવાં ચિત્રો ગમે છે. આદિ કાળના માનવીએ પણ તેની ગુફાઓમાં દોડતાં હરણ એ જ આશ્ચર્યપ્રકાર નોંધવા ચીતર્યાં છે. પ્રત્યેક પદાર્થની ગતિ કેવા નવાનવા આવેશથી, કેવી વિવિધતાથી પોતાની રેખાઓ પ્રકટાવી રહી છે, વિકાસ કરી રહી છે, એ વિચારીશું તો માનવીના હાથમાંથી રેખાઓ કેમ સરી અને સર્જના પામી તે સમજવું મુશ્કેલ નહિ પડે.

પછી માણસને એ રેખાઓને અંકુશમાં રાખનારાં તત્ત્વો જડયાં. ઝાડ ઊંચે વધીને કેવું નમે છે, લત્તાઓ કેવી ઝૂલે છે, ઊડતા પંખીની ગતિ માળા તરફ કેવા લહેકાથી ઊતરે છે વગેરે અંકુશો અને મર્યાદાઓમાંથી માપ, તોલન અને સપ્રમાણતા દેખાયાં, તેની જ અંદર ક્રમબંધન અને સાયુજ્ય સમજાયાં.

આકૃતિમાત્રની રૂપરચનામાં રેખાઓ, પાસાંઓ અને પિંડો મુખ્ય છે એ વાત પણ સમજાઈ. એક પાંદડું લ્યો કે ફૂલ લ્યો, દરેકની પાછળ આવેગ, સંસ્કરણ અને ભૌમિતિક વ્યવસ્થાના નિયમો પ્રવર્તી રહેલા જણાશે અને સુંદર સુખમય પ્રસન્ન આહ્લાદ ઉત્પન્ન થશે. એકબીજાનો આધાર લઈ પૂર્ણ સંયોજના અને સ્વપ્રકૃતિ દર્શાવતી સૃષ્ટિ જોઈ ઘડીવાર આપણે કોઈ માયામયી પ્રભાને સ્પર્શતા થઈએ છીએ. એ વર્તુલો, પ્રલંબ રેખાઓ, શંખ–રેખાઓ, ઉપરનીચેના આવેગો અને

સંવેગોને ધારણ કરતી કમાન-રેખાઓ, બધા જ પ્રકારોમાં ઐક્ય, મેળ પ્રમાણ અને ઘાટીલાપણું, તાલબદ્ધ કદમ, સુડોલન અને માર્દવ જણાશે. અને એ સર્વમાં વિશેષ પૂર્તિ કરવા—આકર્ષણ માદકતા ને હર્ષ ઉભરાવવા માટે સૃષ્ટિએ સુવાસ અને ઊર્મિ છોડી દીધાં છે, બહુરંગી છાંટો અને અને પટો આપી દીધા છે; સાથેસાથે સુંવાળપની પારદર્શકતા અને સ્પર્શતાં જ ઝળકી ઊઠે કે લજ્જાવે એવાં યે તત્ત્વો છે. છેલ્લે, સમૂહદળની જમાવટ: ડાળીઓ, ફૂલગુચ્છો, વનરાજી, આકાશમાં જતી પક્ષીહારો, પર્વતમાળાઓ, વાદળાનાં દળો અને તેના પ્રતિસ્વરૂપે રચાએલાં માનવીના રાસ, ગરબા, સરઘસો નગરરચનાઓ ઈશ્વરી સૃષ્ટિનાં જ ઉત્તરકાંડો છે, કારણકે એ બધાં પાછળ ઈશ્વરી સિદ્ધાન્તો ને તત્ત્વોનું પીઠબળ હોય છે. એ ઈશ્વરી પ્રસાદથી જ કવિતા અને નૃત્ય, ચિત્ર અને શિલ્પ જન્મ પામે છે. 'એ તત્ત્વોના અને એવા પ્રકારોના પરિચય અને અભ્યાસથી જ માનવી પોતાના આત્માને ઓપ આપી શકે છે અને મળેલી પ્રસાદીથી સર્જકનો અધિકાર પામે છે. એની શક્તિઓમાં પ્રભુતા આવે છે. નિયમો અને ક્રિયાઓમાં જરૂરી દર્શન અને વિચાર તેને પ્રાપ્ત થાય છે એટલું જ નહિ, પણ ઉચ્ચ પ્રકારની શોધો અને કલ્પનાપ્રદેશનો તે સ્વામી બને છે.' તેનામાં રચનાઓ સંબંધી વિધિનિષેધ અને આદરનિરાદરના વિવેકપૂર્ણ ભેદ આપોઆપ પ્રકટે છે અને તેથી જીવનને તે વિશેષ ઉપયોગી, પ્રકાશવંત, ચેતનામય અને કલાપૂર્ણ બનાવી શકે છે. એ બધાંનું ખરૂં ફળ તો તેને પ્રાપ્ત થતી આધ્યાત્મિકતા, વિશ્વનુકંપા અને જીવનના સત્ત્વાંશ રૂપ પ્રજ્ઞાથી સમજાય છે; તે દ્વારા મળતી જે મધુર રસમયતા તે તેને અનુભવાય છે. મહાત્માઓ કવિઓ અને કલાકારોનાં જીવનમાં આ હકીકતની પ્રતીતિ થશે.

પણ આ તો બધી વિચારદૃષ્ટિની રજુઆત થઈ. પ્રત્યેક વિદ્યાર્થીમાં આ દિવ્ય પ્રસાદ રહેલો છે. માત્ર તેનો ઉપયોગ અને વિકાસ કરવાનો કર્તવ્યભાર સાચા શિક્ષકોના શિરે રહેલો છે. આજનો વિદ્યાર્થી બિચારો

મુંગા ઘેટાના જેવો, તેની અસલ સંસ્કૃતિ અને આત્મતૃપ્તિથી વંચિત બની, બીજા કાઢી નાખેલાં ફોતરાં અને પરાળ ઉપર પોતાની માનસિક આજીવિકા મેળવી રહ્યા છે. રંગરાગ વિહીન વાતાવરણમાં, શુષ્ક પાઠ્ય પુસ્તકો કે સ્લેટ પકડીને કલાકો કાઢતા મ્લાન વદનનાં બાળકોને કોણે જોયાં નહિ હોય? છતાં કેટલાના અંતરમાં તેમના માટે વ્યથા ઉપજી છે? શિક્ષણશાસ્ત્રીઓ અને માનસશાસ્ત્રીઓને પૂછો કે આનંદ, વ્યવસ્થા કે સુરાવટ વિનાના આ વાતાવરણમાંથી શું નીપજે?

એકબીજાનાં ગળાં કાપતા વેપારીઓ, ખિસ્સાં તર કરતા ડૉકટરો કે સમાજના ઝગડા અને સ્વાર્થો પર વકીલાત કેમ વધે તે વિચારતા વકીલો અને ખુશામત તથા દંભથી નોકરી કે જીવનનો દાડ કેમ નભે એવું વિચારતો માનવ સમાજ, આ છેલ્લાં પચાસ વર્ષની કેળવણીએ નીપજાવ્યો છે એમ નહિ કહો? જીવનરૂપી મહાન શાળામાં આપણી મોટી જરૂરિયાત શી છે તે આપણે વીસરી જઈએ છીએ. જીવનને ભવ્ય બનાવનારી, અને આત્માનો વિકાસ કરનારી સામગ્રી અથવા જીવનને ઉપયોગી પદાર્થોને ઉત્તમ રુચિ અને કારીગરીથી તૈયાર કરતી દૃષ્ટિ આજે સદંતર વિસરાઈ ગઈ છે.

આપણે આપણો કાચો માલ પરદેશોને સોંપી દઈએ છીએ તેનું કારણ આપણું માનસ કાચી કેળવણી પામેલું છે એ છે. આપણે પદાર્થો પર હથોટી અને કરામતી શક્તિ ધરાવતા નથી. લેખન, વાચન અને ગણિત એ તો માલ તૈયાર હોય તેના હિસાબ રાખવાને કામનાં છે, પણ જ્યાં દેશ આખાનાં દશે આંગળાં ઠૂંઠવાઈ ગએલાં હોય, તેના ઠેરવામાંથી વહેતું સર્જન જ થીજી ગયું હોય, જ્યાં માલ જ ઉત્પન્ન થતો ન હોય ત્યાં તે માલની જાત કે રૂપ અથવા વેચાણશક્તિ શાનાં વધારવાનાં અને હિસાબો શાના રાખવાના? આપણી કેળવણીએ આપણી પ્રજાને માલ બનાવી સમૃદ્ધ થતાં શીખવ્યું નહિ, પણ માલ પર સટ્ટા ખેલતાં શીખવ્યું છે. કામ કરવાની વાત કોઈ જાણતું નથી. બધાને

ટેબલ-ખુરશી પર બેસવું છે, વૅકેશનો માણવી છે, કામ કોઈ પાસે કરાવવું છે; કામ કરવું એ મોભાવાળાને છાજે નહિ એવો વિચાર સમાજમાં આજે રાજ કરે છે. કામના પ્રકારો સુધારી, વધારી વિસ્તારી, સમૃદ્ધ થવાનો સિદ્ધાંત કે પ્રયોગ આપણી કેળવણીએ તો તજી દીધો હતો. આજ માત્ર પૂ. ગાંધીજીએ વર્ધા યોજનામાં કામની પ્રભુતા અગ્રપદે રાખી છે. પણ કાટ ખાઈ બેઠેલાં ભેજાંઓ શી રીતે સત્વર સ્નિગ્ધ બને? તેઓ કામ કરીને કામનુ ગૌરવ વધારી નહિ જાણતા હોવાથી એમને મન ક્રિયા માત્ર અસુંદર લાગે છે. કેળવણીની આવી અંધ નેતાગીરીના પ્રતાપે આપણે આપણા ઉદ્ધારના માર્ગો બંધ કર્યા છે. વિદ્યાર્થીઓને કોઈએ વિશદ દૃષ્ટિવાળા વ્યવહારકુશળ કર્યા નહિ, સુશિક્ષત સુસજ્જિત તાલીમ, પ્રતિભા અને સૌંદર્યથી વંચિત રાખ્યા. પ્રજામાંના દિવ્ય બક્ષિશવાળાં અને આદર્શોવાળાં હજારો બાળકોને કેળવણીરૂપી આ યંત્રરથનાં પૈડાં તળે છૂંદાતાં નષ્ટ થવા દીધાં. પ્રજાની આ ખરી મૂડી, પ્રજાને સંચારો અને ચેતન આપનાર એવું સુવર્ણ. આપણે કેટલું ગુમાવ્યું! આ દેશની અસલની હૈયાઉકલત ને નજર થીજી ગયાં હોય, જોઈતું બનાવી લેવાની શક્તિ અને આદ્ય પ્રેરણાધન ચીમળાઈ ગયાં હોય, દેશની પ્રતિભાનો અગ્નિ ઠંડો પડી ગયો હોય તો એ કોને આભારી છે?

આ બાબતમાં પ્રત્યેક સંસ્કારી દેશ તો પૂરો સચેત બની બેઠો છે. દેશના અંધારખૂણે પડેલાં વિદ્યાર્થીરત્નોને શોધી કહાડી, તેની પ્રતિભા પિછાની બહુ જ યુક્તિપૂર્વક તેમનો દૃઢ વિકાસ કરનારી કેટલી યે સંસ્થાઓ અને તરકીબો એ દેશોમાં યોજાય છે. ફ્રાંસનાં દૂરદૂરનાં ગામડાઓમાં તેની **legion of honour** (કીર્તિમંડળ)ની મહાશાળા તરફથી ક્રમિક વિદ્યાર્થીવૃત્તિઓ પહોંચાડવામાં આવે છે. દરેક ગામડું પોતાના ઉચ્ચ શ્રેણીના વિદ્યાર્થીને એની પરીક્ષાઓ આપવામાં સહાય કરે છે; એ પરીક્ષાઓ વિદ્યાર્થીઓના પ્રકારોની ચાળણી કરી તેમને યોગ્યતા મુજબ પાટનગરનાં જુદાંજુદાં ખાતાઓમાં ભણવાની સગવડ કરી આપે છે;

અને છેવટે તેમની ઉત્કૃષ્ટ બનેલી શક્તિઓ દેશને સંવૃદ્ધ કરવામાં યોજી શકે છે. આથી જ ફ્રાંસનાં પ્રદર્શનો અને પ્રયોગો હમેશાં આદર્શ રહે છે.

આજે આપણા કારખાનદારો અને મિલમાલિકો ડિઝાઈનો માટે, બનાવટો માટે, રસાયણો માટે, જર્મની અમેરિકા અને યુરોપ તરફ હાવલાં મારે છે, પણ પ્રજાની કેળવણી માટે કલાગૃહો, ઉદ્યોગગૃહો અથવા ક્રિયાશક્તિની સ્પર્ધાઓ યોજી ઉત્તેજન કે આલંબન આપવાની પ્રવૃત્તિ તો શું, પણ વિચાર સરખો યે કરી શકતા નથી. તેમના કાપડના નાના સંચા પણ હજુ અહીં બનતા નથી. કાપડ સિવાય બીજી બનાવટોના ધંધા પણ તેમને સૂઝતા નથી. પરિણામે માત્ર સંચા ચલાવનારા કારીગરો વધાર્યા સિવાય બીજી કશી પ્રગતિ આપણે ત્યાં થતી નથી. આપણાં કાપડની ડિઝાઈનો પણ ઈંગ્લંડ અને જાપાન પૂરી પાડી રહ્યાં છે, એટલે દેશની થોડી પણ રોજી વધારવાની આશા નિર્મૂળ કરે છે. Commercial design college જેવી ચિત્ર-શિક્ષાની સદ્ધર યોજના આ દેશમાં મોજૂદ હોત તો આજે ભાતભાતની ડિઝાઈનો, પદાર્થરચનાઓ અને સફાઈદાર રંગાવટો કરી આપનારાં કારીગરોના સૈન્યો ભરી શકત. પણ શોક એ છે કે કેળવણીનું ધ્યેય યુનિવર્સિટીના મોંમાં બેકારો હોમવાનું જ રહ્યું છે. એની ચિત્ર-શિક્ષા પણ કેવી મશ્કરી રૂપે આજે ચાલી રહી છે!

જીવનમાં ભાગ્યે જ કામ લાગતાં અથવા બહુ જ ઓછાં જરૂરી થતાં ઍલજિબ્રા, પરદેશના ઇતિહાસો અથવા ભૌમિતિક સિદ્ધાન્તો, ઇતર ભાષાઓ વગેરે અરધો ડઝન નકામા થઈ રહેતા વિષયો પાછળ જે ચીવટ અને વજન આજે શિક્ષણક્રમમાં મૂકવામાં આવે છે, તેના શિક્ષકોનો જે બોજ પડે છે તેટલોયે જીવનના સર્વ કારભારમાં અને ક્રિયાઓમાં ડગલેપગલે ઉપયોગી થતી તાલીમ માટે અને તેના શિક્ષકો માટે જણાતાં નથી. ઇતર વિષયોનું જ્ઞાન એ શિક્ષકોમાં પણ પુનરાવૃત્તિઓના પરિણામે ગ્રામોફોનની રેકર્ડ જેવું જ થઈ રહે છે; ત્યારે

આ ક્રિયાત્મક શિક્ષણ શિષ્યમાં ને શિક્ષકમાં હમેશાં સુધારણા અને સંસ્કાર અર્પતું છતાં 'અમારે અને એને લાગે વળગે ય શું' એવો ધ્વનિ લગભગ દરેક શાળામાં સંભળાય છે. ચિત્ર-શિક્ષા સરકારી ક્રમમાં ફરજીઆત હોવાથી શિક્ષણની દષ્ટિએ નહિં, પણ ગ્રાન્ટ વગેરેના સંબંધે સ્વાર્થબુદ્ધિથી નામનું જ સ્થાન પામે છે. પરિણામે ચિત્રશિક્ષકોને પોતાનાં સ્થાન ટકાવવા સરકારી પરીક્ષાઓ પૂરતો જ પુરુષાર્થ બતાવવાનો લોભ રહે છે. પોતાની આસપાસનો સમાજ જે વિષયમાં રસ લેતો ન હોય, પોતાના બંધુ નાગરિકો જ જેનાથી વિમુખ હોય તેનાં પ્રદર્શન અને પ્રયાસોમાં એ શિક્ષકને ય શી રીતે રસ રહે? અગાઉ મેં કહ્યું કે કળા કે કેળવણી સામાજિક અથવા પ્રજાપોષિત તત્ત્વો છે અને તે દિશામાંથી તેને હાર્દિક ઉત્તેજન ન મળે તો કરમાઈ જાય કે ભ્રષ્ટ થઈ જાય.

એક લૅબોરેટરીનાં સરંજામ અને ગોઠવણ પાછળ કે એક કસરતશાળા કે રમતગમતના નિર્વાહ માટે, અથવા સ્કાઉટિંગ ટ્રુપના પ્રવાસ માટે જે ખર્ચ, જે ઉત્સાહ અને જે આયોજન રાખવામાં આવે છે તે ચિત્રવર્ગો માટે ક્યાંય નથી મળી શકતાં, એટલું જ નહિં પણ તે કાર્ય માટે પૂરતો સમય અને સાનુકુળતા પણ હોતાં નથી. આ વર્તાવ પછી કેળવણીના બીજા વિષયો પૂરી સફળતાપૂર્વક શીખવી શકાતા હોય તો આશ્ચર્ય જ ગણાય. ઇતિહાસના શિક્ષકો હજારો વર્ષથી આજ પર્યંત થઈ ગએલા પુરુષોની તસ્વીરો, સ્થાપત્યો, વેષપરિધાનો કે સાંસ્કૃતિક અવશેષોનાં જ્ઞાન વિના ઇતિહાસ શીખવ્યાનો દાવો શી રીતે કરી શકે? ભૂગોળના શિક્ષકો માત્ર બારાખડીના અક્ષરે લખેલાં શહેરો જ પિછાનતા હોય તો જગતના વ્યવહારો, વાહનો, પદાર્થો. નિકાસો વગેરે જ્ઞાન શીખવવા કઈ દષ્ટિ કામ લાગશે? શાળાનો કોઈપણ વિષય કે પ્રસંગ એવો ન હોઈ શકે કે જે ચિત્ર-શિક્ષાની સહાયથી વિશેષ રસપ્રદ, વિશેષ ગુણદર્શી અને વિશેષ સમૃદ્ધ અને ઉપયોગી ન બની શકે. શાળાની ભૂમિતિ જમાનોની મોજણી કરવી હોય તેને કામ લાગે છે, પણ ચિત્રભૂમિતિ તો

ગૃહરચના, યંત્રરચના અને ઉદ્યોગની કલ્પનાઓ પૂરી પાડી શકે છે. ચિત્ર-શિક્ષા દ્વારા જો કુદરતની રચનાઓનો સૂક્ષ્મ અભ્યાસ થાય તો વિજ્ઞાન અને સાહિત્યના અભ્યાસીઓની દૃષ્ટિમાં અને હાથમાં નવી તાકાદ મળવાનાં જ. ચિત્રાલેખનનું શિક્ષાકાર્ય અમાપ અને અતુલ છે, છતાં નવાઈની વાત એ છે કે આજ ચાળીસ વર્ષથી દાખલ કરેલા એ વિષય ઉપર હજી સુધી સરકારી કે ખાનગી પ્રયત્ને એક પણ શિક્ષાગ્રંથ (**manual**) ગુજરાતી ભાષામાં રચાયો નથી કે જેથી તેનાં તત્ત્વો અને સક્રિયતા કોઈપણ માબાપ કે શિક્ષકને સુલભ બને. આથી જ, અક્ષરજ્ઞાન કરતાં પણ વહેલી પ્રાપ્ત થાય એવી આ વિદ્યા ગામડાંઓમાં પ્રચાર પામી નથી. મારો નિશ્ચિત મત છે કે ગામડાંના વાસીઓમાં રંગ અને આકૃતિ પારખવાનું જેટલું સદ્ય જ્ઞાન છે એટલું શહેરમાં નથી, અને રંગ તથા આકારની તાલીમ ગામડાં સત્વર ઝીલી શકે એમ છે. પણ ચિત્રશિક્ષાના અધિકારીઓએ વળી બીજી એક મુશ્કેલી ઊભી કરી છે. તે નિશ્ચિત સાધનોની. અમુક જ સાધનો, અમુક જ ફુલપાત્રો કે અમુક જ રંગપેટીઓ હોય તો જ ચિત્ર-શિક્ષા પ્રચાર પામે! આવાં નિયમનો તેના નિર્માતાનું આ પ્રદેશ વિષેનું અજ્ઞાન અને શિક્ષકો પરની અશ્રદ્ધા સૂચવે છે. જે દિવસે આ કેળવણી નહોતી તે દિવસે આ ગામડાંમાં જ કપડાં રંગાતાં–છપાતાં, ચીતરાતાં, ભરત ભરાતાં; કુંભારો માટલાં ઘડતા અને રંગતા કે ચીતરતા; મોટે ભાગે કારીગરીઓ ગામડાંમાં જ તૈયાર થતી. એ તેમની મૌલિક અને તળપદી રીતોનો વિકાસ કરવાનું, તેમનાં ઉપજાવેલાં ડિઝાઇનો મેળવી, સાચવી તેનો જ ક્રમિક વિકાસ આપવાનું તેમના અભ્યાસક્રમમાં ક્યાં યે ન રાખ્યું. આ શિક્ષકોને કદી સાધનોની મુશ્કેલી પડતી જ નથી; પણ તેમના પર બહારથી કે દૂરથી આવેલી મર્યાદાઓ અને ફરમાનો તેમની મતિને કુંઠિત કરી દે છે. જો ખાતાના અધિકારીઓ સ્વદેશપ્રેમી હોય તો તેમણે પ્રથમ ચિત્ર-શિક્ષાનાં સાહિત્યો દેશમાં જ તૈયાર થાય એવી યોજના હાથ ધરવી જોઇએ, અથવા તો જે સામગ્રી દેશમાં મળે છે

તેમાંથી ચિત્રશિક્ષા કેટલે દરજ્જે શક્ય છે તે પર વિચારણા કરીને અભ્યાસક્રમો ઘડવા જોઈએ. મારી નમ્ર માન્યતા પ્રમાણે આપણાં ગામડાંઓને, વિન્સર ન્યૂટન, રીવ્ઝ કે જર્મન કંપનીઓને ખટાવનારા થયા સિવાય પણ ચિત્ર-શિક્ષા આપી શકીએ. શહેર અને શહેરના શોખીનોની વાત અલગ રહેવા દઈએ, પણ ગામડાંને ચૂનો, માટી, ગેરૂ અને ભીંતો અથવા જૂનાં ન્યુસપેપરો જેવાં સાધનો દ્વારા ઘણી પ્રગતિકારક શિક્ષા આપી શકીએ. પોતાના જ પદાર્થોના પ્રયોગોમાં તેઓ વધુ સફળતા બતાવી શકશે. મને નવાઈ તો એ લાગે છે કે યુનિવર્સિટીએ વિજ્ઞાન અને યંત્ર-વિદ્યાની આટલી ખર્ચાળ સાધના કર્યા છતાં આપણે શિક્ષણ પૂરતા યે રંગો મેળવી ન શક્યા! ચિત્રમાં વપરાતી કાળી શાહી પણ પરદેશની જ વાપરવી પડે! તે બનાવવાની લાખ થેલાબંધ પરદેશ જાય અને શાહી બનીને પાછી આવે છતાં નામ **Indian Ink** રાખે! પુરાતન તાલ-પત્રો અને હસ્તપત્રોની શાહીની ફૉર્મ્યુલા આપનાર એકપણ વૈજ્ઞાનિક હજુ પ્રાપ્ત ન થયો. પીછીઓ માટે ખિસકોલી, ઊંટ વગેરેના વાળ જાપાન અહીંથી મંગાવી પીછીઓ બનાવે છે, આપણે તે ખરીદ કરીએ છીએ. મારૂં ચાલે તો હું શાળાઓમાં પીછીઓ જાતે બનાવી લેવાનું નાખું. આથી પ્રત્યેક જણ પોતાને જોઈતી વિશિષ્ટતાવાળી પીછી બનાવી શકે. વાળ, દોરા અને વાંસની ભૂંગળીથી જાપાનીઓ જે પીછીઓ બનાવે છે તે યૂરોપની પીછીને પણ ભૂ પાય છે. આપણે તે શીખવું જ જોઈએ. પણ આપણે તો આજે નાના હાથસંચા થતાં પેન્સિલો છોલવાનું અને કલમો ઘડવાનું પણ ભૂલતા જઈએ છીએ! કાગળો પણ અહીં બનાવી શકાય એવું છે. પણ ક્રિયાશક્તિ વિનાની, માત્ર ઉપભોગ શીખવનારી કેળવણીના દાસો શું કરી શકે? સૈકડો વર્ષોનાં હિંદી ચિત્રો આપણે ત્યાં મોજૂદ હોવા છતાં આપણું કેળવણીખાતું, એનું સંશોધન કરી, એના પ્રકારો કેળવણી દ્વારા આપણે ત્યાં પ્રચારી શકાય કે નહિ તેનું સ્વપ્નું પણ જોતું નથી. દેશની ઉપજ વધારવાના પ્રયોગો

અને પ્રયત્નો કેળવણીકારો કેમ ન કરે? આપણા પગારો, કમિશનો અને આવકો પરદેશનાં નથી, આપણા જ દેશની ઉપજમાંથી તે મળે છે; એટલે તેમાં આડકતરી રીતે પણ વધારો કરવાનો પ્રયત્ન કરનાર પોતાની જ ઉપજ વધારી ચૂકયો હોય છે, એ વધારો કરી બદલો વાળવાની દરેકની ફરજ છે.

કદાચ શિક્ષકો, વિદ્યાર્થીઓ અને ખાતું પણ જો આ બનાવટોની પંચાતમાં પડવા તૈયાર ન હોય તો પછી વિદ્યાર્થીઓને સસ્તે અને સ્થિર ભાવે સાચાં સરંજામ અને સાહિત્યો મળે તેવો બંદોબસ્ત પણ થતો દેખાતો નથી. સરકારી ઑફિસો માટે Central Store, હોય છે, તો ચિત્રસામગ્રી માટે ખાતાના નિયમન તળે અથવા શિક્ષણસંસ્થાઓની તકેદારી નીચે એવા ભંડારો થાય કે જેથી વિદ્યાર્થી નફાખોરીના ભોગ ન બને. એ પણ રહ્યું. આપણી ચિત્ર-શિક્ષાની ભાષા પણ પ્રાંતવાસી ગામડાને યોગ્ય સરળ અને સમજૂતીભરી બની શકી નથી. ચિત્રશિક્ષકોએ અને બીજા વિદ્વાન અધ્યાપકોએ આમાં સહકાર કરી, ચિત્ર-શિક્ષા માટે કામ લાગે એવો એકાદો ગુજરાતી શબ્દોનો કોષ રચી કાઢવો જોઇએ અને ખાતા આગળ મંજૂર કરાવવો જોઇએ. આથી વિદ્યાર્થીઓ અને સમાજ વચ્ચે સમજણનો તાર બંધાશે. 'મેમરી ડ્રૉઇંગ'ને 'સ્મૃતિચિત્ર' કે 'ધ્યાનચિત્ર' કોઈ નથી કહેતું. 'મૉડેલ ડ્રોઇંગ'ને 'પદાર્થ-ચિત્ર' કહેતાં કશો જ ફેર નહિ પડે. આમ ઘણું સંસ્કૃતિપ્રચારનું કાર્ય-ચિત્ર-શિક્ષામાં પડ્યું છે.

ચિત્રાલેખનની પરીક્ષાઓની પરીક્ષા અત્યારે લેવા યોગ્ય સમય કે સ્થળ આ નથી, પણ વર્ષોવર્ષથી થતા ફેરફારો પાછળ કોઈ સહકારી યોજના કે સાંસ્કૃતિક સંભાર જણાતાં નથી. વિદ્યાર્થીઓની ક્રિયાત્મક શક્તિ અને દૃષ્ટિવિધાન કેટલાં ખીલ્યાં છે એની સાચી પરીક્ષા લેવી હોય તો તેમના ખંડો, ટેબલો અને સુશોભનો પર, કન્યાઓનાં ભરતકામો અને [illegible] માટે હમણાં વપરાતાં રૂપેરી ચટાપટાનાં વસ્ત્રો પર નજર નાખવી.

આટલી યે સિદ્ધિ ન હોય ત્યાં શરૂઆતમાં જણાવેલા ચિત્ર-શિક્ષાના અ
શોની તે શી વાત કરવી? એ બધાની વિગતમાં ઊતર્યા સિવાય તેનો ઈલા
એટલો જ સૂચવી શકાય કે ચિત્ર-શિક્ષાનું કેન્દ્ર પ્રત્યેક પ્રાંતનું પોતા
જ હોવું જોઈએ, તેને અંગે સબળ વિચારક અને ક્રિયાત્મક શક્તિન
અધ્યાપકોનું જૂથ મળીને તેના વર્ગો ચલાવતું હોય તેમજ ગામડ
સુધીની ચિત્ર-શિક્ષાનો યોગ્ય પ્રબંધ કરતું હોય. ઈતર વિષયો અને
પ્રવૃત્તિઓમાં ચિત્રશિક્ષાના કેવા પ્રકારો ઉપયોગી થઈ શકે તેના પાઠો અને
નિદર્શનો ને સાહિત્ય તે પ્રકટ કરે; વખતોવખત દરેક સ્થળે પ્રદર્શનો
પ્રવચન કરે; refresher course ગોઠવે; સમાજનો સાથ મેળવી યોગ્
પ્રતિભાનાં સન્માન અને સત્કાર કરે, તેમજ સ્થાનિક સંસ્કૃતિકાર્યમ
તેનો સમાવેશ કરી ચિત્રવિદ્યાને સંજીવિની બનાવે; અને પરિણામે શાળા
મંદિર, રેલવે સ્ટેશન, ઇસ્પીતાલ, કારખાનું કે ધર્મશાળા જે હોય
પ્રજાને સતત કેળવણી આપતાં સૌંદર્યધામ બની રહે.

મુદ્રક અને પ્રકાશક · બચુભાઈ રાવત, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ